# અનાથ સીલ

## એક સાચી વાર્તા




ફ્રેન્ક હોજકિન્ગ



તોફાન થંભી ગયું છે પણ હજી સમુદ્રના મોજા મેઈન રાજ્યના તટ સાથે ટકરાઈ રહ્યા છે. સીલનું નાનું બચ્ચું મોજાની બહાર નીકળવા માટે સંઘર્ષ કરી રહ્યું છે. એની આસપાસ સમુદ્રના મોજા ઉછળી રહ્યા છે અને એને ખેંચીને સમુદ્રમાં લઈ જવાની કોશિશ કરી રહ્યા છે. એનો જન્મ થોડા દિવસો પહેલા જ થયો છે અને એ વિખૂટું પડી ગયું છે. તોફાની મોજાએ એને એની માઁ થી અલગ કરી દીધું અને એને પાણીમાં ઉછાળ્યું. એ એકબીજાને શોધી ન શક્યા. બચ્ચા માટે આ એક સમસ્યા છે, કારણકે એ એકલું જીવિત ન રહી શકે. એ હજી પણ એની માઁ ના દૂધ પર નિર્ભર છે, જેમ તમે પણ શિશુ હતા ત્યારે નિર્ભર હતા. સમુદ્રમાં માછલીનો શિકાર કરવા અને દુશ્મનોથી બચવાનું શીખવા માટે એને એની માઁ ની જરૂરત છે.

એક અંતિમ પ્રયાસ કરીને નાનું સીલ પાણીની પકડમાંથી બહાર આવી ગયું. લહેરોથી સુરક્ષિત થઈને એણે ચારે બાજુ જોયું. મોડી બપોરના શક્તિહીન સૂર્યકિરણો ઘટ્ટ વાદળાંને ભાગ્યેજ વીંધી શકે છે. બચ્ચાએ પાંપણ ઝપકાવીને એની કાળી, મોટી આંખોમાંથી રેતી સાફ કરી.

"ઓહહહ-રૂઉઉઉ!" એણે ચિત્કાર કર્યો.

સાગરનો તટ ખાલી છે. એની માઁ ઉત્તર નથી આપતી. સખત તરવાથી થાકેલા બચ્ચાએ ઝોંકુ ખાવા માટે આંખો બંધ કરી.



વાસ્તવમાં સીલનું બચ્ચું તટ પર એકલું નથી. પાસે જ એક ખડક પર એક માણસ અને એક છોકરો બેઠા છે. એણે સીલના નાના બચ્ચાને પાણીમાંથી બહાર નીકળતા જોઈ લીધું હતું. એણે બોસ્ટન, માસ્સાચુસેટ્સમાં સ્થિત 'ન્યુ ઇંગ્લેન્ડ એકવેરિયમ' ને ફોન પર સૂચિત કરી દીધું છે. ત્યાંના વૈજ્ઞાનિક, ગ્રેગ અર્લીએ એને સીલના બચ્ચાનું ધ્યાન રાખવાનું કહ્યું છે.

"જો એક દિવસ વીતી જાય અને એની માઁ એને લેવા નથી આવતી, તો હું મેઈન આવીને એને  એકવેરિયમ લઈ આવીશ," એણે કહ્યું.

અન્ય સમુદ્રી સસ્તન પ્રાણીઓની જેમ સીલ પણ એક સંરક્ષિત પ્રાણી છે. એટલે એની પાસે એ લોકો જ જઈ શકે છે જેની પાસે લાઇસન્સ હોય. ગ્રેગ એમાંનો એક છે.

રાત થઈ. સીલનું બચ્ચું બહુ ઓછી ઊંઘ કરી શકે છે. જયારે પણ એની ઊંઘ ઉડે છે, તો એ ફરી માઁ ને પોકાર કરે છે. સવાર થતા સુધીમાં એ આશા છોડી દેય છે.



એ જ સમયે, એક સો પચાસ માઈલ દૂર બોસ્ટનમાં, કોની, જે સીલ બચાવ પ્રોગ્રામની પર્યવેક્ષક (સુપરવાઈઝર) છે, ગ્રેગને ટ્રકમાં સામાન રાખવામાં મદદ કરે છે, અને બંને મેઇન તરફ નીકળી પડે છે. એકવેરિયમમાં જે કાર્યો એમને કરવા પડે છે એમાં એક કાર્ય એવા સમુદ્રી જીવોની દેખભાળ કરવાનું છે જે કોઈ રોગ કે ઇજાને કારણે પોતાની દેખભાળ કરી શકતા નથી, અને જે સાગરના તટ પર આવી જાય છે અથવા ત્યાં આવીને ફસાઈ જાય છે. આ બંને એવા જીવોને બચાવે છે, એની દેખભાળ કરે છે, અને અંતે એને સાગરમાં છોડી દેય છે. એમણે અને એકવેરિયમની હોસ્પિટલના એના સાથીઓએ સમુદ્રી કાચબા, વ્હેલ, ડોલ્ફિન અને સીલની સહાયતા કરી છે. એમાં મોટા ભાગની સીલ બંદરની હતી, જે ન્યુ ઇંગ્લેન્ડના તટ પર વધારે માત્રામાં જોવામાં આવે છે.

એપ્રિલનો મહિનો છે. આ સમયે નાની સીલ માટે સેન્ટરમાં ઘણા ફોન આવે છે કારણકે સીલ માતાઓ વસંત ઋતુમાંજ એના બચ્ચાને જન્મ આપે છે. ઘણા બચ્ચા તટ પર દેખાય છે પણ એ બધા કોઈ મુશ્કેલીમાં નથી હોતા. તમારી જેમ એને પણ વસંતના આરંભિક દિવસોમાં સાગરના પાણીમાં ઠંડી લાગે છે. એટલે ગરમ રહેવા આ બચ્ચા પાણીની બહાર આવે છે. પણ એ એકલા નથી હોતા. એની માતાઓ નજીકમાં જ પાણીની અંદર હોય છે અને બચ્ચાનું ધ્યાન રાખતી હોય છે.

સીલ માતાઓ એના બચ્ચાનું બહુ સારી રીતે ધ્યાન રાખે છે. પણ ક્યારેક તોફાન થોડા બચ્ચાને એની માતાઓથી અલગ કરી નાખે છે. એ નાના સીલ શિશુ સાથે પણ એવુંજ થયું હતું.



ઘણી સીલ માતાઓની અલગ સમસ્યા હોય છે. એના બચ્ચા સમયથી પહેલા અથવા રોગિષ્ટ જનમ્યા હોય છે. જો આવું તમારી સાથે થાય તો તમને હોસ્પિટલમાં ત્યાં સુધી રાખવામાં આવે જ્યાં સુધી તમે ઘરે જવા માટે યોગ્ય રીતે સ્વસ્થ ન થઈ જાવ. પણ સાગરમાં સીલના બચ્ચાને સ્વસ્થ હોવું અનિવાર્ય છે જેથી એ શાર્ક માછલીઓ અને ઝડપથી ચાલવાવાળી નાવથી પોતાનું રક્ષણ કરી શકે. આવા બીમાર બચ્ચા સાથે તરતા એક સીલ માઁ પોતાના જીવનને ઘણીવાર જોખમમાં મૂકી દેય છે. એટલે ઘણી વાર, ઈચ્છા ન હોવા છતાં, સીલ માઁ એના નબળા બચ્ચાને પોતાનાથી અલગ કરે દેય છે.

સવારનો સમય છે. ગ્રેગ અને કોની મેઇનના સમુદ્ર કિનારે પહોંચી ગયા છે. એ અડધા કલાકથી સીલના બચ્ચાને જોઈ રહ્યા છે. હવે એને વિશ્વાસ થઈ ગયો છે કે બચ્ચાની માઁ ક્યાંય આસપાસ નથી. એ એને બોસ્ટન લઈ જવા તૈયાર થાય છે.

કોની બચ્ચાને લઈ જવા માટે પાંજરાને ટ્રકની બહાર કાઢે છે. ગ્રેગ અવાજ કર્યા વગર, બહુ સાવધાનીથી બચ્ચા પાસે આવે છે. જોકે સિલનું બચ્ચું ભેટવા લલચાવનારા રમકડાં જેવું લાગે છે, પણ એ એક જંગલી જીવ છે. એના દાંત નાના છે, પણ તીક્ષ્ણ છે. જો એ ભયભીત થઈ જાય તો એ બટકું ભરી શકે છે. ગ્રેગ એ વાત ને ક્યારેય ભૂલતો નથી.



બચ્ચું ગ્રેગને પાસે આવતા જુએ છે. પણ ભૂખને લીધે એ નબળું પડી ગયું છે અને સાગર તટ પર રાત વિતાવવાથી એને ઠંડી લાગી ગઈ છે. એ ભાગતું નથી. જયારે ગ્રેગ એને ઉપાડે છે તો એ ફક્ત થોડું મરડાય છે. કોની પ્લાસ્ટિકના પાંજરાનો દરવાજો ખોલે છે અને ગ્રેગ બહુ ધ્યાન રાખીને બચ્ચાને પાંજરાની અંદર ધકેલે છે. બચ્ચું એટલું ભૂખ્યું, ઠંડુ અને થાકેલું છે કે એ કોઈ વિરોધ નથી કરી શકતું.

ટ્રક જેવું બોસ્ટન જવા રવાના થાય છે, થાકેલું બચ્ચું પાંજરાના શાંત અંધારામાં સૂઈ જાય છે.

ન્યુ ઇંગ્લેન્ડ એકવેરિયમ પહોંચતાજ સીલના બચ્ચાની ડોકટરી તપાસ થાય છે. એ તપાસથી અધિકારીઓને ખબર પડશે કે એને સ્વસ્થ કરવા માટે એને કઈ દવાઓ આપવી પડશે. એકવેરિયમના પશુ ચિકિત્સક, ડોક્ટર એન્ડી સ્ટેમ્પર, સ્ટેથોસ્કોપની મદદથી બચ્ચાના હૃદય અને ફેફસાના અવાજો સાંભળે છે. શ્વાસ લેતી વખતે બચ્ચું હળવી ઘરઘરાટી કરે છે, એટલે પશુવૈદને ખબર પડે છે કે એને ઠંડી લાગી ગઈ છે, અને કદાચ ન્યુમોનિયા થઈ ગયો છે. હાઇપોડર્મિક સોય (દવાવાળું ઇન્જેક્શન આપવાની સોય) નો ઉપયોગ કરીને એના લોહીનો એક નમૂનો લેવાય છે. લોહીને માઇક્રોસ્કોપની નીચે રાખીને એની તપાસ કરશે. એનાથી એને ખબર પડશે કે બચ્ચાના શરીરમાં કોઈ પરજીવી છે કે નહીં.



પરજીવી એવા નાના જીવ હોય છે જે બીજા જીવોના શરીરમાં રહે છે અને પોતાનું પોષણ એ જીવના ખાવામાંથી મેળવે છે. સ્વસ્થ, જંગલી જાનવરોને આ પરજીવીઓથી વધારે હાનિ નથી થતી. પણ પશુના એક બીમાર, નાના બચ્ચાનો એ આહાર આ પરજીવી ચટ કરી જાય છે જે એને નિરોગી રહેવા માટે જરૂરી છે. એ રીતે એ બચ્ચું વધારે બીમાર થઈ જાય છે. જો આ સીલના બચ્ચામાં પરજીવી છે તો એનાથી છૂટકારો મેળવવા માટે ડોક્ટર એન્ડી સ્ટેમ્પર જરૂરી દવા આપી શકે છે. સોઈ શરીરમાં જતા જ બચ્ચું જોરથી ફરિયાદ કરે છે.

"ઊઊઓહ-અવ્વા-અવ્વા-અવ્વા!"

જયારે બચ્ચાની ડોકટરી તપાસ પૂરી થઈ જાય છે તો પશુઓની દેખભાળ કરનાર વ્યક્તિ, જિમ, રબર સિમેન્ટ વાપરીને એક લાલ રંગની પ્લાસ્ટિક ડિસ્ક (ચપટી, સપાટ તકતી), જેના પર નમ્બર 5 છપાયેલો છે, એના માથા પર ચોંટાડી દેય છે. કેમકે બંદરની સીલના બચ્ચા એક સરખા દેખાય છે, આ નમ્બરની કાપલીથી  મેઇન સાગર તટ થી લાવેલા બચ્ચાની ઓળખ કરવામાં સરળતા થશે. સમય વીતતા જયારે આ બચ્ચાના વાળ ખરી જશે, જેમ કૂતરાના વાળ દર વર્ષે ખરે છે, ત્યારે ડિસ્ક એની મેળે નીકળી જશે. પણ અત્યારે તો એવું લાગે છે જાણે એણે બહુ નાની હેટ પહેરી હોય.



બીજા બાળકોના સમૂહમાં જતા પહેલા, નવા બચ્ચાને થોડા સમય માટે અલગ રાખવામાં આવશે. આ એક અલગ રૂમ છે જ્યાં એ એકલું રહેશે જ્યાં સુધી એક્વેરિયમના લોકોને વિશ્વાસ ન થઈ જાય કે એનો રોગ મટી ગયો છે અને એ બીજા બચ્ચાને રોગિષ્ટ નહીં કરી શકે. સંસર્ગનિષેધ (ક્વૉરન્ટીન) રૂમ શાંત છે અને ત્યાં પ્રકાશ ઓછો છે. અહીં બીમાર પશુ સ્વસ્થ થાય છે અને બીજા પશુઓનો સામનો કરતા પહેલા, નવા લાવેલા પશુ એક્વેરિયમના વાતાવરણ, ધ્વનિ અને ગંધથી પરિચિત થઈ જાય છે. નાના સીલને ક્વૉરન્ટીન રૂમની શાંતિ સારી લાગે છે.

જ્યારે એ બચ્ચું ક્વૉરન્ટીનમાં છે તો એને નવું નામ આપવામાં આવે છે. એના ઊંચા અવાજને લીધે ત્યાંના કર્મચારી એને 'હાઉલર' નામથી બોલાવે છે.

જ્યારે દવાથી એનું સ્વાસ્થ્ય સારું થઈ જાય છે તો હાઉલરને ક્વૉરન્ટીનમાંથી બહાર કાઢવામાં આવે છે. એક મોટા, સફેદ રૂમમાં સીલના બીજા બચ્ચાના સમૂહમાં એને સામેલ કરવામાં આવે છે. રૂમના અડધા ભાગમાં એક ઊંડું જળાશય છે, જેમાં એ તરી શકે છે. રૂમના બીજા ભાગમાં નાના-નાના ચબુતરા બનેલા છે જ્યાં ગરમાવા માટે બત્તી લગાવેલી છે. બચ્ચા એના પર ચઢીને બત્તીની નીચે સૂઈ જાય છે. રૂમમાં બે સરકતા બારણાં છે જેમાંથી બહાર જઈ શકાય છે.



બીજા બચ્ચા હાઉલરને સૂંઘીને એને ઓળખવાની કોશિશ કરે છે. થોડા સમયમાં એ એને પોતાના સમૂહમાં સ્વીકારી લેય છે.

હાઉલર એક બત્તીની નીચે ઝોકું ખાઈ રહ્યો છે જયારે એક બીજું બચ્ચું ચિત્કાર કરવા લાગે છે. હાઉલર ચોંકીને જાગી જાય છે. દરવાજા પર બે સ્વયંસેવક, લીંડી અને કેવિન, ઉભા છે. પલળી ન જવાય એ માટે એમણે પીળા રંગનો રેનકોટ પહેર્યો છે. લીંડીએ એક ટૂવાલ પકડયો છે, અને કેવિન પાસે ખાવાનું છે.

જલ્દી બધા બચ્ચા ખાવા માટે ચીસ પાડવા લાગે છે. એ હજી એટલા નાના છે કે માછલી નથી ખાઈ શકતા અને સાધારણ દૂધ એટલું પૌષ્ટિક નથી જેટલું એને મોટા થવા માટે હોવું જોઈએ. એ સિવાય ગાયના દૂધમાં સાકર હોય છે જેને સીલ પચાવી નથી શકતા. ખોટો આહાર સીલના બચ્ચાને રોગી બનાવી શકે છે.

એટલે આ બચ્ચાને ખાસ ખોરાક આપવામાં આવે છે. ઘણા વર્ષો પહેલા, ઘણા પ્રયાસ કર્યા પછી, એકવેરિયમના કર્મચારીઓએ એક એવું દૂધ બનાવ્યું જે સીલના દૂધ જેવુંજ હોય છે. સીલના દૂધ જેવું પૌષ્ટિક દૂધ બનાવવું એક જટિલ પ્રક્રિયા છે અને આ કૃત્રિમ દૂધ બનાવતા બે દિવસ લાગે છે. આ એક એવું મિશ્રણ છે જેમાં ક્રીમ, પનીરનો ચૂરો, ઘણા પ્રકારના તેલ વગેરે હોય છે. એ દેખાવમાં પેનકેકના મિશ્રણ જેવું લાગે છે. એની ગંધ ખાટા ક્રીમ જેવી આવે છે.



હાઉલરને સૌથી પહેલા આહાર આપવામાં આવે છે. લીંડી એને ઉપાડીને નરમ ટૂવાલમાં લપેટે છે, ફક્ત એનું માથું બહાર રહે છે.

"આહ-રોઉહ! આહ-રોઉહ!" હાઉલર ફરિયાદ કરે છે.

લીંડી હળવેથી નાના સીલનું મોઢું ખોલે છે અને એક નરમ, લવચીક ટ્યુબ એના ગળાની નીચે સરકાવે છે. જયારે ટ્યુબ ગળાની અંદર પહોંચી જાય છે, તો કેવિન ટ્યુબના નાળચા આકારને છેડે કૃત્રિમ દૂધ રેડે છે. હાઉલર આંખો બંધ કરે છે અને એના ભોજનનો આનંદ લેય છે. દરેક બચ્ચાને રોજ પા ગેલનથી થોડું વધારે દૂધ, ચાર ભાગમાં પીવડાવવામાં આવે છે.

સીલના થોડાક બચ્ચા, માનવ બાળકોની જેમ, બોટલમાંથી દૂધ પીયે છે. પણ હાઉલર જેવા ઘણા બચ્ચાને ટ્યુબ દ્વારા ખાવાનું આપવામાં આવે છે કારણકે એને એ વાતની સમજ નથી હોતી કે બોટલમાં એનો આહાર છે. એ સિવાય અમુક બચ્ચા એટલા માંદા અને નબળા હોય છે કે બોટલથી દૂધ પીવાનું એને શીખવાડી નથી શકાતું. મહત્વપૂર્ણ એ છે કે એને તરત આહાર મળે.

હાઉલર જયારે દૂધ પી લેય છે તો લીંડી એને ટુવાલમાંથી કાઢીને નીચે રાખે છે. એ ભોંય પર સરકીને બત્તીના પ્રકાશમાં જતું રહે છે અને તરત સૂઈ જાય છે.



હાઉલર એનો મોટા ભાગનો સમય સૂવામાં, ખાવામાં, પાણીમાં રમવામાં અને મોટા થવામાં વિતાવે છે. જયારે એ એક્વેરિયમમાં આવ્યું હતું ત્યારે એનું વજન સત્તર પાઉન્ડ હતું: જે પચ્ચીસ પાઉન્ડ હોવું જોતું હતું. જે આહાર અને દવા એને અહીં આપવામાં આવ્યા એનાથી એનું વજન તેર પાઉન્ડ વધી ગયું છે. હાઉલર ત્રણ મહિનાથી એક્વેરિયમમાં છે, અને હવે એના જીવનમાં કંઈક નવું ઘટવાનું છે.

એક દિવસ સવારના નાસ્તા પછી પશુઓની દેખભાળ કરવાવાળી ટેક્નિશિયન, બેલિન્ડા, હાઉલરના રૂમમાં આવી. એ હાઉલરને ઉઠાવીને બીજા રૂમમાં લઈ જાય છે. ત્યાં સીલના એવા બચ્ચા છે જે હાઉલર જેટલા જ મોટા છે. આ રૂમની ભોંય પર એક ઊંડો કુંડ છે અને એક છીછરી ટાંકી છે.

બપોર પછી, એક સ્વયંસેવક, રોબિન, હાઉલરને ઉપાડીને છીછરી ટાંકીના ઠંડા પાણીમાં નાખે છે. એની મૂંછ ફરકે છે. એ કુંડમાં કંઈક છે જે પાણીમાં તરી રહ્યું છે. એ જમણી બાજુ જૂએ છે, પછી ડાબી બાજુ જૂએ છે અને એને એક નાની માછલી દેખાય છે. હાઉલર એનો પીછો કરે છે. માછલી નાની અને સ્ફૂર્તીલી છે. એ બચી જાય છે. હાઉલર થોભે છે. એ ડાબી બાજુ જૂએ છે, પછી જમણી બાજુ જૂએ છે. એ ત્યાં છે! એ ફરી માછલીનો પીછો કરવા લાગે છે.



જો હાઉલર એની માઁ સાથે હોત તો એ એને માછલી પકડતા શીખવાડતી હોત. હવે લોકોએ એને માછલીનો શિકાર કરતા શીખવાડવું પડશે. આગલા ઘણા અઠવાડિયા સુધી હાઉલર છીછરી ટાંકીમાં વિતાવે છે અને નાની માછલીઓનો પીછો કરે છે. એના મૂછવાળા નાકથી માછલીને ટેન્કની દીવાલ સાથે દબાવી દેય છે અને પછી એ માછલીને ભાગી જવા દેય છે અને ફરી એનો પીછો કરવા લાગે છે.

અંતે, એને સમજાય છે કે માછલીઓ ફક્ત મનોરંજનનું સાધન નથી, એ એનો આહાર છે. હવે હાઉલરને કૃત્રિમ દૂધ પીવડાવવામાં નથી આવતું. એને બદલે એ ઊંડા કુંડમાં ડૂબકી લગાવીને એ જામેલી માછલીઓને પકડે છે જે કર્મચારી નાની સીલ માટે કુંડમાં ફેંકે છે.

થોડા સમયમાં એ એના ઘરે જશે.

સપ્ટેમ્બરના વરસાદના દિવસોમાં એક સવારે છ વાગે, ગ્રેગ એ રૂમમાં આવે છે જ્યાં હાઉલર અને બીજા ત્રણ નાના સીલ સૂઈ રહ્યા છે. એ હાઉલરને જુએ છે, જે પાછલા પાંચ મહિનાથી એક્વેરિયમમાં છે. હવે એનું વજન ચાલીસ પાઉન્ડ છે - એ બંદરના યુવાન સીલ જેટલું છે. એણે માછલીનો શિકાર કરતા શીખી લીધું છે. ગ્રેગ જાણે છે કે હાઉલર હવે એની દેખભાળ પોતે કરી શકે છે અને એ સાગરમાં એકલું રહી શકશે. હાઉલરે એનું માથું ઊંચું કર્યું, આંખના પલકારા માર્યા, અને આળસ મરડયું. એને માટે તો આજનો દિવસ અન્ય દિવસો જેવોજ હતો - અત્યાર સુધી.



હોલમાં કોની, જિમ અને બેલિન્ડા રેનકોટ અને રબર બૂટ પહેરીને બે પાંજરા તૈયાર કરી રહ્યા છે. એક લાકડાનું બનેલું છે અને એની ઉપર વાદળી રંગ કરેલો છે. બીજું પ્લાસ્ટિકનું છે અને એનો દરવાજો જાળીવાળો છે - એવુંજ જેમાં હાઉલરને લાવવામાં આવ્યું હતું, પણ થોડું મોટું.

લાકડાનું વાદળી પાંજરું રૂમમાં લાવવામાં આવે છે. એની ગંધ અનોખી છે અને સીલ અસમંજસમાં છે. બે સીલ પાણીમાં ડૂબકી લગાવે છે અને દૂરથી બધું નિરીક્ષણ કરે છે.

જિમ પાણીની ટાંકી અને એક માદા સીલ વચ્ચે ઉભો છે. ગ્રેગ, કોની, બેલિન્ડા અને જિમ એ સીલને પાંજરામાં આવવા માટે પ્રેરે છે. એ અંદર આવી જાય છે અને દરવાજો બંધ કરવામાં આવે છે. બેલિન્ડા અને ગ્રેગ એને ટ્રકમાં લઈ જાય છે.

હવે હાઉલરનો વારો છે. એ ભયભીત નથી. એને આ લોકો પર વિશ્વાસ છે અને જાણે છે કે એ ક્યારેય એને ઇજા નહીં પહોંચાડે. એને પ્રોત્સાહિત કરવા પાંજરામાં એક માછલી ફેંકવામાં આવે છે. હાઉલર પાંજરામાં જતો રહે છે.



એક્વેરિયમના લોકો ટ્રકમાં બંને સીલને સાગરમાં છોડવા માટે સો માઈલ દૂર કેપ કોડ લઈ જશે. ગ્રેગ સાવધાનીથી ટ્રક ચલાવી રહ્યો છે કારણકે વરસાદને લીધે રસ્તા લપસણા થઈ ગયા છે.

હાઉલર શાંત છે. એના પાંજરાની અંદર એને ટ્રકમાં બેસેલા લોકોનો ધીમો અવાજ અને ટાયરના ચાલવાનો અવાજ સંભળાય છે.

જે જગ્યાએ એને છોડવાના છે એ જગ્યા ખાલી છે. ત્યાં ઠંડી છે અને ઝરમર વરસાદ પડી રહ્યો છે. ભેજવાળી ઠંડીને લીધે એક્વેરિયમના લોકોએ ખભા ઝુકાવ્યા છે. એ હાઉલરના પાંજરાને ઉપાડે છે. એને સમુદ્રમાં પહેલા છોડવામાં આવશે. ચારેય લોકો પાંજરાને ખૂણાથી પકડીને સાવધાનીથી રેતી પર ચાલવા લાગે છે.

પાંજરાની જાળીમાંથી હાઉલર બહાર જુએ છે. એના નાકમાં એવી ગંધ આવે છે જે એણે ઘણા મહિનાઓ સુધી અનુભવી નથી. અચાનક જાળીવાળો દરવાજો ખુલી જાય છે અને એની અને સાગરની વચ્ચે કંઈ નથી.



હાઉલર પહેલા તો અચકાય છે. પણ સાગરનું આકર્ષણ બહુ પ્રભાવશાળી છે. એ સરકીને બહાર આવી જાય છે. વરસાદ અને ઠંડીથી એને કોઈ મુશ્કેલી નથી થતી.

એ પાણીમાં ચાલ્યો જાય છે. સાગરના મોજામાં તેજીથી આગળ જતા એનું માથું પાણીની બહાર આવે છે. એની મોટીમોટી કાળી આંખોથી એ પાછળ સાગર તટ પર ઉભેલા લોકોને જુએ છે. એ ડૂબકી લગાવે છે અને અદ્રશ્ય થઈ જાય છે.

ગ્રેગ, કોની, જિમ, અને બેલિન્ડા એને જોતા રહે છે. અચાનક કોનીને ઊંડા પાણીમાં રાખોડી રંગનું કંઈક ધૂંધળું દેખાય છે.

"એ ત્યાં છે!" એ બૂમ પાડે છે.

હાઉલર ખુલ્લા સમુદ્રમાં છે.

એ એના ઘરે પાછો ફરી રહ્યો છે.